# સ્થાપત્યના ખોળે..
## માનવની પોતાની છતઃ ખોલરું



**કુમારપાળ પરમાર**
ઈતિહાસકાર - લેખક

ગયા અંકમાં આપણે ઐતિહાસિક રહેણાંક સ્થાપત્ય ગૂફાઓમાં ગયા, દુનિયાભરમાં આદિમાનવોએ વસવાટ તરીકે આપનાવેલી ગૂફાઓને જાણી. તેમજ પાષાણકાળના ત્રણ યુગો અને તેની કાલગણના વિષે માહિતગાર થયા. ચાલો હવે, જ્યારે ભટકતો માનવ સ્થાયી જીવન જીવતો થયો ત્યારે રહેણાંક તરીકે પોતાની જાતે તૈયાર કરેલ ઘર વિષે જાગૃત થવા ટીપ-ટોપ થઈ જઈએ.

વિશ્વભરમાં માનવજીવનના વિવિધ ઉત્ક્રાન્તિકાળથી આજદિન સુધીનું જે જીવન તથા તેની વિકાસયાત્રા છે, તે એક ચિરસ્પરણિય અને મુગ્ધ કરી દેનારી ઘટના છે. કારણ કે, માનવ અને માનવજીવન જ્યારે પ્રાથમિક અવસ્થામાં હતું, ત્યારથી માંડીને આજે ટેક્નોલોજી અને તેનાં વિસ્ફોટ સુધીની જે ગાથા છે. તે પથ્થરયુગથી શરૂ થાય છે.

પથ્થરયુગોના અંત સમયે અને પછી માનવજીવનના ઈતિહાસમાં એક નવો કાળ આવે છે. જેમાં લોકો ઘર બાંધીને રહેતા થયા. પશુપાલન, ખેતી, વિવિધ પ્રકારની કાંચી ધાતુની શોધ તથા તેને ગાળવાની તેમજ ઓજારો હથિયારો બનાવવાની ટેક્નોલોજી શિખ્યા અને તેનો દૈનિકજીવનમાં ઉપયોગ કરતા થયાં.

માનવ દ્વારા તૈયાર કરેલ વિશ્વનું પ્રથમ પર્વતિય ગામ
૮૦૦ ઈ.સ.પૂર્વે (મેડન કાસ્ટલ- યુરોપ)



૮૦૦૦૦૦ ઇ.સ. પૂર્વે થી
૧૦૦૦૦ ઇ.સ. પૂર્વે



૧૫૦૦૦૦ ઇ.સ. પૂર્વે



પાષાણયુગ



૪૦૦૦ ઇ.સ. પૂર્વે થી
૨૫૦૦ ઇ.સ. પૂર્વે



## બ્રિટનમાંથી પ્રાપ્ત ખોલરાના પ્રકારો

આમાં અંત્યપાષાણયુગનો સંક્રાન્તિકાળ હતો, જેમાં માનવ સમાજ તરફ વળ્યો, પરિવારો એક જગ્યા વસતા થયા અને ગ્રામીણ જીવનની શરૂઆત થઈ. આજથી ૧૪૦૦૦ વર્ષ પૂર્વ અને આજથી ૭૦૦૦ વર્ષ પૂર્વેનાં કાળનો માનવ શાકાહારી તથા માંસાહારી બન્ને હતો, શાંકાહારમાં તે કુદરતી રીતે ઉગેલા ધાન્યો, ફળ, ફૂલો તથા ખાવા યોગ્ય વનસ્પતિના પાદડા ખાતા હતો. તે પ્રાથમિક પ્રકારની ખેતી કરતો થયો હતો અને પશુ તથા ઘેટાં-બકરા પાળતો થયો હતો. એટલું જ નહી, તે પોતાનાં મૃતદેહને ખાડો ખોદીને તેમાં દફનાવતો પણ થયો હતો.

આમ, અંત્યપાષાણયુગના સંક્રાન્તિકાળમાં માનવ પોતે ઘરનું નિર્માણ કરતો થયો હતો. આજની આ સ્થાપત્યની કોલમમાં માનવ દ્વારા નિર્માણ પામેલા ઘર-સ્થાપત્યની અમૂલ્ય જાણકારી મેળવીશું.

માનવજીવનના આ તબક્કામાં ઈંટો, ચૂનો, ગળી, માટી, વગેરે દ્વારા ઘર નિર્માણના કોઈ પુરાવા મળતા નથી પણ રહેણાંક તરીકે તેમણે કંઈક તો બનાવ્યું જ હતું. તેનું હતું ઘાસની છતવાળું રહેઠાણ..

આ સમયમાં માનવ પોતાનાં નિવાસ માટે હંમેશા પાણીની નજીકની તથા ઊંચાણવાળી જગ્યા પસંદ કરતો હતો. તે રહેવા માટે ઝાડની ડાળીઓ તથા પાંદડા વગેરેથી પોતાના એક રૂમવાળા ખોલરા બનાવતો હતો જેથી તે ગરમી વરસાદ તથા પવનથી રક્ષાણ મેળવતો હતો, પોતાના સમયનો મોટો ભાગ આ ખોલરાની બહાર જ વિતાવતો હતો અને અનેક વિવિધ પ્રવૃતિઓમાં તેનો સમય પસાર થતો હતો.

**તામ્રયુગ- ૨૧૦૦ ઈ.સ. પૂર્વે**



## ખોલરુ બનાવવાની પદ્ધતિઃ

ખોલરામાં તે વાંસ, ઝાડના પાન અને ક્વચિત સાદા પથ્થરોનો ઉપયોગ કરતો. ખોલરું બનાવવા જ્ગ્યા સમતલ કર્યા પછી ત્યાં ખોલરા માટે જરૂરી સામાન લાવતો હતો. જેમાં વાંસ કે સીધી ડાળીવાળા ઝાડના થડ-પાન, માટી અને અન્ય ચીજોનો સમાવેશ થાય છે.

સૌ પ્રથમ તો સીધી ડાળી કે વાંસને પથ્થરના છોલવાના સ્ક્રેપરથી અણીદાર કાપવામાં આવતી હતી. પછી ડાળીના એક છેડાને ધારવાળા ચકમકનાં પથ્થર વડે છોલીને અણિ કાઢવામાં આવતી હતી. ઉપરાંત ડાળીને એકસરખી બનાવવા માટે તથા તેનાં વધારાના પાન-ડાળીઓને પણ છોલીને સ્વચ્છ તથા સીધી કરવામાં આવતી.

ડાળીઓની થાંભલીઓને જમીનમાં ખાડો ખોદીને ખોંડવામાં આવતી. પછી મોટા પાનવાળા ઝાડની ડાળીઓને પથ્થરથી કાપીને ખોલરાના ચોતરફ ગોઠવવામાં આવતી હતી. પછી થાંભલાઓની કતિળીયો વચ્ચે બીજી ડાળીયો ગોઠવીને એક પડદા જેવું  બનાવીને બાંધવા ઝાડની છાલનો કે કોઈ ચીકણા વેલાનો ઉપયોગ કરતા હતા. આમ, ખોલરાની દિવાલ તૈયાર થતી હતી.

ધુમાડો પથરાયેલી છત પરથી ફેલાતાં ગોળાકાર ખોલરામાં ચીમની ન હતી.

ઘરની મધ્યમાં, રાંધવા માટે અને ગરમી - પ્રકાશના સ્ત્રોત તરીકે આગનો ઉપયોગ કરવામાં આવતો. કેટલાક ગોળાકાર ખોલરામાં બ્રેડ પકવવા માટેની નાની ભઠ્ઠી શામેલ હોઈ શકે છે.

મોટા લાકડામાંથી ફ્રેમ બનાવવામાં આવતી હતી અને માટીથી લીપેલી વાંસની ડાળીઓની ભીંત અને છત બનાવવામાં આવી હતી.

તામ્રયુગ- ૨૧૦૦ ઈ.સ. પૂર્વે

ખોલરાનો ચોથો ભાગ ખુલ્લો રાખવામાં આવતો, જે ખોલરાનો દરવાજો કે બારણું ગણાય છે. ખોલરાના ઉપર દિવાલોના આધારે તેની ઉપર ઝાડના મોટા પાનવાળી ડાળીઓ અથવા ઘાસને ઉપર ગોઠવીને છાપરું બનાવવામાં આવતું હતું. આ ડાળીઓ એવી રીતે ગોઠવવામાં આવતી હતી કે તેની દિવાલો રહેવાસીને ઠંડી, ગરમી, વરસાદ, જંગલી પશુઓથી રક્ષણ આપતી. ઘણીવાર દિવાલો પાસે પથ્થરો પણ ગોઠવવામાં આવતા હતા. આમ એક ઓરડીવાળુ સ્થાનિક કુદરતી વનસ્પતિ દ્વારા હાથથી બનાવવામાં આવતું ત્રીકોણાકાર, ગોળ કે ચોરસ ખોલરુ માનવ રહેણાંક સ્થાપત્ય તરીકે ઉચ્ચકક્ષાનું હતું, જેની તકનીકો આજના આધૂનિક યુગમાં પણ જળવાઈ રહેલી છે.

**પથ્થર યુગ**
**૮૦૦૦૦૦ ઈ.સ. પૂર્વે**

**તામ્ર યુગ**
**૨૧૦૦ ઈ.સ. પૂર્વે**



**લોહ યુગ**
**૭૫૦ ઈ.સ. પૂર્વે**

